४१८५



# ॥ अथ गुर्जर भाषोपेता सोमवार व्रत कथा प्रा. ॥

અમદાવાદ આર્યોદય પ્રેસ.

# अथ गुर्जर भाषोपेता सोमवार व्रत कथा.

## ॥ शिवार्पणम् ॥



अर्पयामींदुमुकुटसतीसौभाग्यरक्षकम् ॥
त्वामेतद्गौर्जरीभाषाभूषितंसत्कथानकम् ॥

## ॥ शिवध्यानम् ॥

ध्यायेन्नित्यंमहेशंरजतगिरिनिभंचारुचंद्रावतंसं
रत्नाकल्पोज्वलांगंपरशुमृगवराभीतिहस्तंप्रसन्नं ॥
पद्मासीनंसमंतात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिंवसानं
विश्वाद्यंविश्ववंद्यंनिखिलभयहरंपंचवक्त्रंत्रिनेत्रम् ॥

## ॥ कथारंभः ॥

सूतउवाच ॥ नित्यानंदमयंशांतंनिर्विकल्पंनिरामयं ॥ शिवतत्वमनाद्यंतंयेविदुस्तेपरंगताः॥१॥

સૂત કહે છે કે, ત્રણ કાળમાં આનંદમય, શાંત, નિર્વિકલ્પ, નિરામય અને આદિ તથા અંત વગરનાં શિવતત્વને જેઓએ જાણ્યું છે તેઓ પરબ્રહ્મને પામ્યા છે.

विरक्ताः कामभोगेभ्योयेचकुर्वंत्यहैतुकीं ॥ भक्तिपरांशिवेधीरास्तेषांमुक्तिर्नसंशयः ॥२॥

જે ધીર પુરૂષો આ સંસારનાં કામ ભોગાદિક સુખથી વિરક્ત થઇને શિવમાં ફળની આશા રહિત શ્રેષ્ઠ ભક્તિ કરે છે તેઓને નિઃસંશય મુક્તિજ છે.

विषयानभिसंधाययेकुर्वंतिशिवेरतिं ॥ विषयैर्नाभिभूयंतेभुंजानास्तत्फलान्यपि ॥ ३ ॥

વિષયનો સંબંધ નહિ છોડતાં પણ જેઓ શિવમાં આસક્તિ રાખે છે તેઓ વિષયોનાં ફળને ભોગવતાં છતાં પણ વિષયોથી પરાભવ પામતા નથી.

येनकेनापिभावेनशिवभक्तियुतोनरः ॥ नविनश्यतियात्येवकालेनापिपरांगतिं ॥ ४ ॥

જે તે ભાવથી પણ શિવની ભક્તિ યુક્ત થયેલો પુરૂષ કોઇ પણ જાતના પરાભવમાં નહિ પડતાં અંતે પરમગતિને પામે છે.

आरुरुक्षुःपरंस्थानंविषयांस्त्यक्तुमक्षमः ॥ पूजयेत्कर्मणाशंभुंभोगांतेशिवमाप्नुयात् ॥ ५ ॥ व्र.

ઉત્તમ લોકમાં જવાની ઇચ્છાને ધરાવનારા હોય તથા વિષયોનો ત્યાગ કરવામાં અશક્ત હોય એવા પુરૂષે કર્મકાંડમાં કહેલા નિયમોને અનુસરી બાહ્યક્રિયાથી શંભુની પૂજા કરવી તો તે પણ ભોગ ભોગવીને અંતે શિવને પામેછે.

अशक्ताःकेचिदुत्स्रष्टुंप्रायोविषयावासनां ॥ अतःकर्ममयातूक्ताकामधेनुःशरीरिणां ॥६॥

ઘણું કરીને કેટલાક વિષય વાસનાને છોડવા માટે અશક્ત હોય છે. એટલા માટે મનુષ્યને તેઓની ઇચ્છા સફળ કરવામાં કામધેનુ સમાન, બાહ્યકર્મથી બની શકે એવી પૂજા કહેલી છે.

मायामयेपिसंसारेयेविहृत्यचिरंसुखं ॥ मुक्तिमिच्छंतिदेहांततेषांधर्मोयमीरितः ॥ ७ ॥

આ માયામય એટલે સ્વપ્ન સમાન સંસારની અંદર જેઓ ઘણાક કાળ સૂધી સુખેથી વિહાર કરી દેહાંત સમય મુક્તિની ઇચ્છા કરે છે તેઓને માટે તો અવશ્ય આ ધર્મ કહ્યાછે.

शिवपूजासदालोकेहेतुःस्वर्गापवर्गयोः ॥ सोमवारेविशेषेणप्रदोषादिगुणान्विते ॥ ८ ॥

આ સંસારમાં હમેશ અને તેમાં પણ વિશેષે કરીને પ્રદોષ આદિક ગુણયુક્ત સોમવારમાં શિવની પૂજા ઉત્તમ સુખ અને મોક્ષનું કારણ છે. सो.

वैशाखेश्रावणेचैत्रेऊर्जेवामार्गशीर्षके ॥ प्रथमेसोमवारेतद्गृह्णीयाद्व्रतमुत्तमं ॥ ९ ॥ ४

વૈશાખ, શ્રાવણ, ચૈત્ર, કાર્તિક અથવા માગશીર્ષ માસના પહેલે સોમવારે તે ઉત્તમ વ્રત (શાસ્ત્રોકત વિધિયુક્ત શિવ પૂજા રૂપ)નું ગ્રહણ કરવું

केवलंचापियेकुर्युःसोमवारेशिवार्चनं ॥ नतेषांविद्यतेकिंचिदिहामुत्रचदुर्लभं ॥ १० ॥

સોમવારને દિવસ જેઓ કેવળ શિવ પૂજાજ કરે છે તેઓને પણ આ લોક અને પર લોક માં કાંઇ દુર્લભ નથી.

उपोषितःशुचिर्भूत्वासोमवारेजितेंद्रियः ॥ वैदिकैर्लौकिकैर्मंत्रैर्विधिवत्पूजयेच्छिवं ॥११॥

સોમવારને દિવસ ઉપવાસ કરી શુદ્ધ થઇ અને ઇંદ્રિયોને નિયમમાં રાખી વેદમાં કહેલા મંત્રોવડે અથવા પુરાણોમાં કહેલા મંત્રો વડે વિધિ પ્રમાણે શિવનું પૂજન કરવું.

ब्रह्मचारीगृहस्थोवाकन्यावापिसभर्तृका ॥ विधवावापिसंपूज्यलभतेवरमीप्सितं ॥ १२ ॥

બ્રહ્મચારી, ગૃહસ્થ, કન્યા, સૌભાગ્યવતી સ્ત્રી અથવા વિધવા શિવની પૂજા કરવાથી ઇચ્છિત વરદાનને પામે છે.

अथात्रकथयिष्यामिकथांश्रोतृमनोहरां ॥ श्रुत्वामुक्तिमयात्येवभक्तिर्भवतिशांभवी ॥१३॥

હવે આ સ્થળે સાંભળનારના મનનું હરણ કરે એવી કથા હું કહીશ જેનું શ્રવણ કરવાથી શંભુની ભકિત થાય છે અને મુકિતને પમાય છે.

आर्यावर्त्तेनृपःकश्चिदासीद्धर्मभृतांवरः ॥ चित्रवर्मेतिविख्यातोधर्मराजोमहामनाः ॥१४॥ व.

આર્યાવર્ત્ત દેશમાં ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, પ્રખ્યાતિ પામેલો, ધર્મથી શોભાયમાન અને મોટા મનવાળો કોઇ ચિત્રવર્મા નામનો રાજા હતો.

सगोप्ताधर्मसेतूनांशास्तादुष्पथगामिनां ॥ यष्टासमस्तयज्ञानांत्राताशरणमिच्छतां ॥१५॥

તે ધર્મ માર્ગોનું રક્ષણ કરનારો, દુષ્ટ માર્ગોમાં જનારા પુરૂષોને શિક્ષા આપનારો, સમસ્ત યજ્ઞ કરનારો અને શરણ ઇચ્છનારાઓનું રક્ષણ કરનારો હતો.

कर्त्तासकलपुण्यानांदातासकलसंपदां ॥ जेतासपत्नवृंदानांभक्तःशिवमुकुंदयोः ॥ १६ ॥

વળી સકળ પુણ્યોનો કરનારો, સકળ સમૃદ્ધિનો આપનારો, શત્રુના સમૂહને જીતનારો તથા શિવ અને વિષ્ણુનો ભકત હતો.

सोनुकूलासुपत्नीषुपुत्रमेकंनलब्धवान् ॥ चिरेणप्रार्थितोलेभेकन्यामेकांवराननां ॥ १७ ॥

તે પોતાને અનુસરનાર સ્ત્રીઓમાં એક પુત્રને પણ ન પામ્યો. પરંતુ ઘણેક કાળે એક સુંદર મુખવાળી કન્યાને પામ્યો.

सलब्ध्वातनयांमेनेहिमवानिवपार्वतीं ॥ आत्मानंदेवसदृशंपूर्णंचमनोरथं ॥ १८ ॥ सो.

જેમ હિમાલય પાર્વતી નામની કન્યાને પામે તેમ તે રાજા પુત્રીને પામી પોતાને દેવ સ- ६

માન તથા મનોરથને સંપૂર્ણ થયેલો માનવા લાગ્યો.

सएकदाजातकलक्षणज्ञा नाहूयसर्वान्द्विजवृंदमुख्यान् ॥
कौतूहलेनाभिनिविष्टचेताः पपृच्छकन्याजननेफलानि ॥ १९ ॥

તે એક દિવસ બ્રાહ્મણોના સમૂહમાં મુખ્ય તથા ઉત્પન્ન થયેલ બાળકોનાં લક્ષણોને જાણનારા જોશીઓને બોલાવી તે બાબતની ઉત્કંઠાને લીધે તેમાં ચિત્ત પરોવી કન્યાના જન્મમાં શું ફળ છે! એમ તેઓને પૂછવા લાગ્યો.

अथतत्रब्रवीदेकोबहुज्ञोद्विजसत्तमः ॥ एषासीमंतिनीनाम्नाकन्यातवमहीपते ॥ २० ॥
પછી તેમાંથી બહુ જાણનારો કોઇ એક મુખ્ય બ્રાહ્મણ બોલ્યો કે હે રાજા! આ તારી કન્યાનું સીમંતિની એવું નામ આવે છે.

उमेवमांगल्यवतीदमयंतीवरूपिणी ॥ भारतीवकलाभिज्ञालक्ष्मीरिवमहागुणा ॥ २१ ॥
તે પાર્વતીની પેઠે સાભાગ્ય વાળી, દમયંતી જેવી રૂપાળી, સરસ્વતી સમાન કળાને જાણનારી તથા લક્ષ્મીની પેઠે મોટા ગુણોવાળી થશે.

सुप्रजादेवमातेवजानकीवधृतव्रता ॥ रविप्रभेवसत्कांतिश्चंद्रिकेवमनोरमा ॥ २२ ॥
વળી દેવતાઓની માતા સમાન સારી પ્રજાવાળી, સીતાના જેવું સતીપણું પાળનારી,

સૂર્યની કાંતિના જેવી સારી કાંતિવાળી અને ચાંદનીની પેઠે અંતઃકરણને આનંદ આપનારી થશે.

दशवर्षसहस्राणिसहभर्त्राप्रमोदते ॥ प्रसूयतनयावष्टौपरंसुखमवाप्स्यति ॥ २३ ॥

તે દશ હજાર વર્ષ સૂધી પતિ સાથે ઉત્તમ આનંદ પામી આઠ પુત્રોને ઉત્પન્ન કરી પરમ સુખ પામશે.

इत्युक्तवंतंनृपतिर्धनैःसंपूज्यतंद्विजं ॥ अवापपरमांप्रीतिंतद्वागमृतसेवया ॥ २४ ॥

આ પ્રમાણે બોલતા તે બ્રાહ્મણની ધનવડે પૂજા કરી તેના વાકયો રૂપી અમૃતની સેવનાથી સંતુષ્ટ થયેલો રાજા પરમ પ્રસન્નતાને પામ્યો.

अथान्योपिद्विजःप्राहधैर्यवानविशंकितः ॥ एषाचतुर्दशेवर्षेवैधव्यंप्रतिपत्स्यति ॥ २५ ॥

પછી ધીરજવાન તથા શંકા વગરનો બીજો બ્રાહ્મણ પણ બોલ્યો કે આ કન્યા ચૌદમે વર્ષે વિધવાપણું પામશે.

इत्याकर्ण्यवचस्तस्यवज्रनिर्घातनिष्ठुरं ॥ मुहूर्त्तमभवद्राजाचिंताव्याकुलमानसः ॥ २६ ॥

આ પ્રમાણે તેનું વજ્રના ઘા જેવું નઠોર વચન સાંભળીને રાજા મુહૂર્ત માત્ર ચિંતાથી વ્યાકુળ મનવાળો થઇ ગયો.

अथसर्वान्समुत्सृज्यब्राह्मणान्ब्रह्मवत्सलः ॥ सर्वंदैवकृतंमत्वानिश्चितःप्रार्थितोभवत् ॥२७॥

પછી બ્રાહ્મણો પર વહાલ રાખનારો તે રાજા બ્રાહ્મણોને છોડી જ્ઞાની પુરૂષોના ઉપદેશથી આ બધું દૈવ કરે છે એમ માની ચિંતા વગરનો થયો.

सापिसीमंतिनींबालाक्रमेणगतशैशवा ॥ वैधव्यमात्मनोभाविंसुश्रावात्मसखीमुखात् ॥२८॥

બાળક એવી તે સીમંતિની પણ રહેતે રહેતે બાળપણાથી મુકત થઇ ત્યારે તેણે પોતાની સખીના મુખથી પોતાનું વિધવાપણું થનાર છે એમ સાંભળ્યું.

परंनिर्वेदमापन्नाचिंतयामासबालिका ॥ याज्ञवल्क्यमुनेःपत्नींमैत्रेयींपर्यपृच्छत ॥ २९ ॥

જેથી તે સીમંતિની પરમ દુઃખને પામી વિચાર કરવા લાગી અને પછી યાજ્ઞવલ્કય મુનિની મૈત્રેયી નામની સ્ત્રીને પૂછવા લાગી.

मातस्त्वच्चरणांभोजंप्रपन्नास्मिभयाकुला ॥ सौभाग्यवर्द्धनकरंममशंसितुमर्हसि ॥ ३० ॥

હે માતા! ભયથી વ્યાકુળ થયેલી હું તમારાં ચરણ કમળમાં પ્રાપ્ત થઇછું. માટે મને સૌ-ભાગ્ય વધારનાર (ઉપાય) કહેવાને યોગ્ય છો.

इतिप्रपन्नांनृपतेःकन्यांप्राहमुनेःसती ॥ शरणंव्रजतन्वंगिपार्वतींशिवसंयुतां ॥ ३१ ॥

એ પ્રમાણે શરણે આવેલ રાજાની પુત્રીને મુનિની પતિવ્રતા સ્ત્રીએ કહ્યું કે હે સૂક્ષ્મ અંગ વાળી? તું શિવ સહિત પાર્વતીને શરણે જા.

सोमवारेशिवंगौरींपूजयस्वसमाहिता ॥ उपोषिताचसुस्नाताविरजांबरधारिणी ॥३२॥

સોમવારને દિવસ ઉપવાસ કરી સારી રીતે સ્નાન કર્યા પછી શુદ્ધ વસ્ત્ર ધારણ કરી સાવધાનપણે શિવ અને ગારીની પૂજા કર.

मितवाक्निश्चलमतिःपजांकृत्वायथोचितां ॥ अब्दमेकंव्रतंकुर्यादूतोद्यापनमाचरेत् ॥३३॥

વાણીને નિયમમાં રાખીને તથા બુદ્ધિને નિશ્ચલ રાખીને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પૂજા કરીને એક વરસ સુધી વ્રત કરવું અને પછી તેનું ઉદ્યાપન કરવું

उमयासहितंरुद्रंसुवर्णेनचकारयेत् ॥ रौप्येणवृषभंकृत्वाकलशोपरिविन्यसेत् ॥ ३४ ॥

તેમાં પાર્વતી સહિત મહાદેવજીની સુવર્ણની મૂર્ત્તિ તથા પોઠીઆની રૂપાની મૂર્ત્તિ કરાવવી. પછી તે બધું કળશ ઉપર મૂકવું.

तस्याग्रेलिंगतोभद्रंब्रह्माद्यास्थापनंतथा ॥ स्वशाखोक्तेनविधिनाहुनेद्घृततिलौदनं ॥ ३५ ॥

તે કળશની આગળ લિંગતોભદ્ર નામનું મંડળ કરી તથા બ્રહ્માદિ દેવોનાં સ્થાપન કરી પોતાની શાખામાં કહેલા વિધિવડે ઘી તથા તલ આદિક પદાર્થોનો હોમ કરવો.

पृथक्शिवशिवामंत्रैरष्टोत्तरशतद्वयं ॥ कुर्यादुद्यापनंतस्यसमाप्तौयदुदीरितं ॥ ३६ ॥

તે હોમમાં શિવ પાર્વતીના જુદા જુદા મંત્રોથી બસો આઠવાર આહુતી આપવી. તે

સમાપ્ત થયે કહ્યા પ્રમાણે ઉદ્યાપન કરવું.

उद्यापनंविनायतुतद्व्रतंनिष्फलंभवेत् ॥ ब्राह्मणान्भोजयित्वाचशिवंसम्यक्प्रसादय ॥३७॥

જે વ્રત ઉદ્યાપન વગરનું રહેછે તે નિષ્ફળ થાય છે. (માટે તે પ્રમાણે ઉદ્યાપન કરી) બ્રાહ્મ-ણોને ભોજન કરાવી શિવજીને સારી રીતે પ્રસન્ન કર.

पापक्षयोभिषेकेणसाम्राज्यंपीठपूजनात् ॥ गंधदानाच्चसौभाग्यमायुरक्षतदानतः ॥३८॥

તેને અભિષેક કરવાથી પાપનો ક્ષય થાય છે, આસન આપી પૂજા કરવાથી ચક્રવર્ત્તી રાજ્ય મળે છે, સુગંધી પદાર્થો અર્પણ કરવાથી સૌભાગ્ય કાયમ રહેછે અને ચોખા ચડાવવાથી અથવા પાસે મેલવાથી આયુષ્ય વધે છે.

धूपदानेनसौगंध्यंकांतिर्दीपप्रदानतः ॥ नैवेद्येनमहाभोगोलक्ष्मीस्तांबूलदानतः ॥ ३९ ॥

ધૂપના દાનથી સારી શ્વાસ પ્રસરે છે, દીવાના દાનથી કાંતિ વધેછે, નૈવેદ મેલવાથી મહા ભોગ ભોગવવા મળે છે અને નાગરવેલના પાનના દાનથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

धर्मार्थकाममोक्षाश्चनमस्कारप्रसादतः ॥ अष्टैश्वर्यादिसिद्धीनांजपएवहिकारणं ॥ ४० ॥

નમસ્કાર કરી પ્રસન્ન કરવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મળે છે. તથા આઠ ઐશ્વર્ય આદિ સકળ સિદ્ધિનું કારણ જપ [પંચાક્ષર] છે.

होमेनसर्वसौख्यानांसमृद्धिरुपजायते ॥ सर्वेषामेवदेवानांतुष्टिःसंयमिभोजनात् ॥ ४१ ॥

હોમ વડે સકળ સુખને લાયક પદાર્થોની સમૃદ્ધિ મળે છે અને યોગી (ઉપલક્ષણ રૂપ યોગી શબ્દથી બીજા અતિથિઓ પણ સમજવા.) ને ભોજન કરાવવાથી સર્વ દેવતાઓ સંતુષ્ટ થાય છે.

इत्थमाराधयशिवंसोमवारेशिवामपि ॥ अत्यापदमपिप्राप्तांनिस्तीर्यसुभगाभव ॥ ४२ ॥

આ પ્રમાણે સોમવારને દિવસ શિવ અને પાર્વતીનું આરાધન કરી પ્રાપ્ત થયેલ મોટી આપત્તિને પણ તરી જઈ સૌભાગ્યવાળી થા.

घोराद्घोरंविपन्नापिमहाक्लेशंभयानकं ॥ शिवपूजाप्रभावेनतरिष्यसिमहद्भयात् ॥४३॥

ભયાનક અને ખરાબમાં ખરાબ ક્લેશમાં પડી ગયેલી છતાં પણ શિવની પૂજાના પ્રભાવ વડે મોટા ભયથી તરીશ.

इत्थंसीमंतिनींसम्यगनुशास्यमुनेःसती ॥ ययौसापिवरारोहाराजपुत्रीतथाकरोत् ॥४४॥

એ પ્રમાણે સીમંતિનીને બોધ આપી મુનિની પતિવ્રતા સ્ત્રી ત્યાંથી ગઇ અને સુંદર એવી રાજાની પુત્રીએ તેના કહેવા પ્રમાણે કર્યું.

दमयंत्यानलस्यासीदिंद्रसेनाव्हयःसुतः ॥ तस्यचंद्रांगदोनामपुत्रोभूच्चंद्रसंनिभः ॥ ४५ ॥

હવે નળ રાજાને દમયંતીથી ઇંદ્રસેન નામનો પુત્ર થયો હતો અને તે ઇંદ્રસેનનો ચંદ્રસમાન કાંતિવાળો ચંદ્રાંગદ નામનો પુત્ર હતો.

चित्रवर्मानृपश्रेष्ठःसमाहूयनृपात्मजं ॥ कन्यांसीमंतिनींतस्मैप्रयच्छद्गुरुवंशक ॥ ४६ ॥

રાજાઓમાં ઉત્તમ તે ચિત્રવર્મા રાજાએ ઇંદ્રસેન રાજાના પુત્ર ચંદ્રાંગદને પોતાને ત્યાં બોલાવી વડિલોની સંમતિથી સીમંતિની કન્યા તેને આપી.

अभून्महोत्सवस्तत्रतस्योद्वाहकर्मणि ॥ यत्रसर्वमहीशानांसमुदायोमहानभूत् ॥ ४७ ॥

તેના વિવાહ પ્રસંગપર ત્યાં મોટો ઉત્સવ થયો. જેમાં સર્વ રાજાઓનો સમુદાય ભરાણો.

तस्याःपाणिग्रहंकालेकृत्वाचंद्रांगदःकृती ॥ उवासकतिचिन्मासान्तत्रैवश्वशुरालये ॥४८॥

સમય પ્રાપ્ત થતાં સીમંતિનીનું પાણિગ્રહણ કરી કૃતાર્થ થયેલો ચંદ્રાંગદ કેટલાક માસ ત્યાં સસરાને ઘેર રહ્યો.

एकदायमुनांतर्तुंमराजतनयोबली ॥ ममज्जसहकैवर्त्तैरावर्त्ताभिहतातरी ॥ ४९ ॥

એક દિવસ યમુનામાં વહાણની અંદર બેસી સહેલ કરવા ગયેલો તે બળવાન રાજપુત્ર પાણીની ઘુમરીથી વહાણ ઉંધું વળી જતાં નાખવાઓ સહિત ડુબી ગયો.

हाहेतिशब्दःसुमहानासीत्तस्यास्तदद्भुये ॥ पश्यतांसर्वसैन्यानांमज्जपोदिवमस्पृशत् ॥५०॥

ત્યારે યમુનાના બન્ને કાંઠાપર ઉભેલ અને તેને ડુબી જતાં જેનારા સેના સાથે રહેલા બધા પુરૂષોમાં મોટો હાહાકાર થઇ રહ્યો અને તેઓના અરેરાટીવાળા શબ્દે આકાશને સ્પ-ર્શ કર્યો.

तच्चसीमंतिनीश्रुत्वापपातभुविमूर्छिता ॥ इंद्रसेनोपिराजेंद्रःपुत्रवार्तांसुदुःसहां ॥ ५१ ॥
आवालवृद्धवनिताश्चुक्रुशुःशोकविन्हलाः ॥

તે વાતને સાંભળી સીમંતિની મુર્છા ખાઇ પૃથ્વીપર પડી. અને રાજેંદ્ર ઇંદ્રસેન પણ દુઃહુ-સહ એવું પુત્રનું મરણ સાંભળી પૃથ્વીપર પડયો તથા બાળકથી માંડી વૃદ્ધસુધી સ્ત્રીઓ આ-દિક શોકથી વિલાપ કરવા લાગ્યાં.

साचसीमंतिनीसाध्वीभर्तृलोकमियासती ॥ ५२ ॥ पित्रानिषिद्धास्नेहेनवैधव्यंप्रतिपद्यत ॥

સાધ્વી સીમંતિની પતિના લોકમાં જવાની ઇચ્છા કરવા લાગી પણ સ્નેહને લીધે તેના પિતાએ અટકાવવાથી વિધવાપણાને પામી.

मुनिपत्न्योपदिष्टंयत्सोमवारव्रतंशुभं ॥ ५३ ॥ नतत्याजशुभाचारावैधव्यंप्राप्तवत्यपि ॥

શ્રેષ્ટ આચાર વાળી તે સીમંતિનીએ વિધવાપણું પ્રાપ્ત થયા છતાં પણ મુનિની સ્ત્રીએ બતાવેલું સોમવારનું શુભ વ્રત ન છોડયું.

एवंचतुर्दशेवर्षेदुःखंप्राप्यसुदारुणं ॥ ५४ ॥ ध्यायंत्याःशिवपादाब्जंवत्सरत्रयमत्यगात् ॥

એ પ્રમાણે ચૌદમા વર્ષમાં ભયંકર દુઃખને પામી શિવનાં ચરણ કમળનું આરાધન કરતાં ત્રણ વર્ષ વહી ગયાં. | व्र.

चंद्रांगदोपितद्भर्त्तानिमग्नोयमुनाजले ॥ ५५ ॥ अधोधोमज्जमानोसौददर्शोरगकामिनीः ॥

હવે તેનો પતિ ચંદ્રાંગદ પણ યમુનાના જળમાં અદૃશ્ય થઇ નીચે ઉતરતાં ઉતરતાં નાગની સ્ત્રીઓને દેખવા લાગ્યો.

जलक्रीडानुसक्तास्ताद्दृष्ट्वाराजकुमारकं ॥५६॥ विस्मितास्तमधोनिन्युःपातालंपन्नगालयं ॥

જળક્રિડામાં આસક્ત થયેલી તે નાગ કન્યાઓએ રાજકુમારને જોઇ વિસ્મય પામી તેને સર્પોના રહેઠાણ રૂપ પાતાળ પ્રત્યે પહોંચાડયો.

सनीयमानस्तरसापन्नगीभिर्नृपात्मजः ॥ ५७ ॥ तक्षकस्यपुरंरम्यंविवेशपरमाद्भुतं ॥

નાગની સ્ત્રીઓએ જલદી લઇ જવાયેલ તે રાજપુત્રે મનોહર અને પરમ અદ્ભુત તક્ષક નાગના શેહેરમાં પ્રવેશ કર્યો.

सोपश्यद्राजतनयोमहेंद्रभवनोपमं ॥ ५८ ॥ नागकन्यासहस्रेणसमंतात्परिवारितं ॥

ચારે તરફ હજારો નાગકન્યાઓથી વીંટાએલું ઇંદ્રભવન સમાન શેહેર તે રાજપુત્રે જોયું.

दृष्ट्वाराजसुतोधीरःप्रणिपत्यसभास्थले ॥५९॥ उत्थितःप्रांजलिस्तस्थौतेजसाक्षिप्तलोचनः ॥

જોઇને પછી તક્ષકની સભામાં તેના તેજથી અંજાઇ ગયેલ નેત્રવાળો ધીર રાજપુત્ર ઉઠીને

હાથ જોડી ઉભો રહ્યો.

नागराजोपितंदृष्ट्वाराजपुत्रंमनोगमं ॥ ६० ॥ अथपृष्टोराजपुत्रोतक्षकेनमहात्मना ॥

कस्यासितनयःकस्त्वंकोदेशःकथमागतः ॥ ६१ ॥

સર્પોનારાજા તક્ષકે પણ અંતઃકરણને આનંદ આપે એવા તે રાજપુત્રને જોયો. પછી મહાત્મા તક્ષકે તે રાજપુત્રને પૂછ્યું કે તું કોણ છે? કોનો પુત્ર છે? તારો દેશ કયો છે? તથા અહીં શા માટે આવ્યો છે?

राजपुत्रउ० ॥ अस्तिभूमंडलेकश्चिद्देशोनिषधसंज्ञकः ॥ तस्याधिपोभवद्राजानलोनाममहायशाः ६२

રાજપુત્રે કહ્યું કે, પૃથ્વી મંડળ ઉપર કોઇ નિષધ નામનો દેશ છે. તેમાં તેનુ અધિક પાલન કરનાર તથા મોટાયશવાળો નળ નામનો રાજા થઇ ગયેલો છે.

सपुण्यकीर्तिःक्षितपोदमयंत्याःपतिःप्रभुः ॥ तस्यासीदिंद्रसेनाख्योपुत्रस्तस्यमहात्मनः ॥६३॥

चंद्रांगदोस्मिनाम्नाहंनवोढःश्वशुरालये ॥ विहरन्यमुनातोयेनिमग्नोदैवचोदितः ॥ ६४ ॥

દમયંતાનો પતિ તે નળરાજા સમર્થ તથા પવિત્ર કીર્તિવાળો હતો. તેને ઇંદ્રસેન નામનો પુત્ર થયો. અને તે મહાત્મા ઇંદ્રસેનનો પુત્ર ચંદ્રાંગદ નામનો હું નવી સ્ત્રી પરણીને સસરાને ઘેર રહી દૈવ પ્રેરણાથી યમુનાના જળમાં વિહાર કરતાં કરતાં ડુબી ગયો.

पृतोभिःपन्नगस्त्रीभिरानीतोस्मितवांतिकं ॥ दृष्ट्वाहंतवपादाब्जंपुण्यैर्जन्मांतरार्जितैः ॥६५॥

अथधन्योस्मिधन्योस्मिकृतार्थौपितरौमम ॥

ત્યાં આ નાગની સ્ત્રીઓ મને તમારી પાસે લાવી. જેથી હું આગલા જન્મમાં મેળવેલ પુણ્યોના પ્રભાવથી તમારાં ચરણ કમળનાં દર્શન કરી ધન્ય થયો તથા મારાં માતા પિતા પણ કૃતાર્થ થયાં.

तक्षकउ० ॥ भोभोनरेंद्रदायादमाभैषीर्धीरतांव्रज ॥६६॥ सर्वदेवेषुकोदेवोयुष्माभिःपूज्यतेसदा ॥

તક્ષકે કહ્યું કે, હે રાજપુત્ર! તું જરાપણ ભય નહિ રાખતાં ધૈર્ય ધારણ કર. તમો બધા હમેશ સર્વ દેવોમાંથી કયા દેવની પૂજા કરો છો.

राजपुत्रउ० ॥ योदेवःसर्वदेवेषुमहादेवइतिस्मृतः ॥६७॥ पूज्यतेसहिविश्वात्मादेवोस्माभिरुमापतिः॥

રાજપુત્રે કહ્યું કે, જે દેવ સર્વ દેવોમાં મહાદેવ એમ કહેવાય છે. તે વિશ્વના આત્મારૂપ ઉમાપતિ દેવની અમે પૂજા કરીએ છીએ.

इत्याकर्ण्यवचस्तस्यतक्षकःप्रीतमानसः ॥ ६८ ॥ जातभक्तिर्महादेवेराजपुत्रमभाषत ॥

परितुष्टोस्मिकल्याणंतवराजेंद्रनंदन ॥ ६९ ॥

એ પ્રમાણે તેનાં વચનો સાંભળી પ્રસન્ન થયેલ મનવાળો તથા મહાદેવમાં ઉત્પન્ન થયેલ ભક્તિવાળો તક્ષક બોલ્યો કે હે રાજપુત્ર! હું સંતોષ પામ્યો છું. તારૂં કલ્યાણ થાઓ.

दत्तवान्बहुरत्नानिदिव्यान्याभरणानिच ॥ वाहनायददावेकंराक्षसंपन्नगेश्वरः ॥ ७० ॥

પછી નાગના રાજાએ તેને ઘણાં રત્નો અને દિવ્ય આભરણો આપ્યાં તથા વાહન માટે એક રાક્ષસ આપ્યો.

तत्सहायार्थमेकंचपन्नगेंद्रःकुमारकं ॥ नियुज्यतक्षकःप्रीत्यागच्छेतिविससर्जतं ॥ ७१ ॥

તેના સથવારા માટે તક્ષક રાજે એક કુમારને આપી પછી પ્રીતિથી "સીધાવ" એમ કહી તેને રવાના કર્યો.

इतिचंद्रांगदःसर्वंसंगृह्यविविधंधनं ॥ अश्वंकामगमारुह्यताभ्यांसहविनिर्ययौ ॥ ७२ ॥

એ પ્રમાણે ચંદ્રાંગદ નાના પ્રકારનું સઘળું ધન લઇ ઇચ્છા પ્રમાણે ચાલનાર એક ઘોડા ઉપર બેસી તે રાક્ષસ તથા કુમાર સાથે નિકળ્યો.

ततोमुहूर्त्तेनोन्मज्यतस्मादेवनदीजलात् ॥ विजहारतटेरम्येदिव्यमारुह्यवाजिनं ॥ ७३ ॥

ત્યારપછી બે ઘડીની અંદર તેજ યમુનાના જળમાંથી પાછો નિકળીને તેના મનોહર કાંઠામાં દિવ્ય ઘોડાપર બેસીને વિહાર કરવા લાગ્યો.

अथास्मिन्समयेतन्वीमाचसीमंतिनीसती ॥ स्नातुंसमाययौतत्रसखीभिःपरिवारिता ॥७४॥

હવે એટલામાં તે નાજુક અંગવાળી સતી સીમંતિની પોતાની સખીઓથી વીંટાએલી ત્યાં સ્નાન કરવા પ્રાપ્ત થઇ.

सादर्दशनदीतीरेविहरंतंनृपात्मजं ॥ रक्षसानररूपेणनागरूपेणचान्वितं ॥ ७५ ॥

તેણે નદીના કાંઠાપર રાક્ષસ અને નરનું રૂપ ધારણ કરનાર નાગપુત્રની સાથે તે રાજપુત્ર ને વિહાર કરતાં જોયો. (અને તે રાજપુત્રે પણ તેને જોઇ.)

दृष्ट्वावरुह्यतुरगादुपविष्टःसरित्तटे ॥ चंद्रांगदोवरारोहामुपवेश्येदमब्रवीत् ॥ ७६ ॥

રાજપુત્ર ચંદ્રાંગદ તેને જોઇ ઘોડા ઉપરથી ઉતરી પડી નદીના કાંઠાપર તે સુંદરી પાસે આવી આ પ્રમાણે બોલ્યો.

कात्वंकस्यकलत्रंवाकस्यासितनयामति ॥ किमीदृशंगतावाल्येदुःसहंशोकलक्षणं ॥ ७७ ॥

હે સતિ! તું કોણ છો? કોની સ્ત્રી છો? અને કોની પુત્રી છે? તથા બાળપણમાંજ આવાં દુઃસહ શોકનાં લક્ષણને કેમ પામી છો?

इतिस्नेहेनसंपृष्टासाश्रुपूरश्रुलोचना ॥ लज्जितास्वयमाख्यातुंतत्सखीमब्रवीत् ॥ ७८ ॥

એ પ્રમાણે સ્નેહથી પૂછાયલી અને તેથી આંસુ યુક્ત નેત્રવાળી રાજપુત્રની સ્ત્રી સીમંતિની પોતે કહેવા જતાં શરમાઇ ગઇ. જેથી તેનો સઘળો જવાબ તેની સખીએ આપ્યો.

इयंसीमंतिनीनाम्नास्नुषानिषधभूपतेः ॥ चंद्रांगदस्यमहिषातनयाचित्रवर्मणः ॥ ७९ ॥

આ ચિત્રવર્મા રાજાની સીમંતિની નામની પુત્રી નિષધ દેશના ઇંદ્રસેન રાજાની પુત્રવધૂ તથા ચંદ્રાંગદ [ઇંદ્રસેનનો પુત્ર] ની રાણી છે.

अस्याःपतिर्दैवयोगान्निमग्नोस्मिन्महाजले ॥ तेनेयंप्राप्तवैधव्याबालादुःखेनपीडिता ॥८०॥

આનો પતિ દૈવયોગથી આ ઉંડા જળમાં ડુબી ગયો છે. તેણે કરીને વિધવાપણું પ્રાપ્ત થવાથી આ બાળા દુ:ખથી પીડાય છે.

एवंवर्षत्रयंनीतंशोकेनापिबलीयसा ॥ अद्येंदुवासरेप्राप्तेस्नातुमत्रसमागता ॥ ८१ ॥

એમ દુ:ખ ભોગવતાં ભોગવતાં મોટા શોકમાં ત્રણ વરસ કાઢયાં. હવે આજ સોમવાર છે. માટે અહીં સ્નાન કરવાને આવેલી છે.

श्रुत्वाचंद्रांगदःसर्वंप्रियायाःशोककारणं ॥ अथाश्वास्यप्रियांतन्वींविविधैर्वचनैर्नृपः ॥८२॥

ચંદ્રાંગદ પોતાની પ્રિયાના શોકનું સઘળું કારણ સાંભળી અનેક પ્રકારનાં વચનોથી તે સુંદરીની આશ્વાસના કરવા લાગ્યો.

क्वापिलोकेमयादृष्टस्तवभर्त्तावरानने ॥ त्वद्व्रताचरणात्तन्विसद्यएवागमिष्यति ॥ ८३ ॥

કે હે સુંદરી! મેં તારા પતિને કોઇ પણ લોકમાં જોયો છે. અને તે તારા વ્રતના આચરણના પ્રભાવથી જરૂર થોડા વખતમાં આવશે.

नाशयिष्यतितेशोकंद्वित्रैरेवध्रुवंदिनैः ॥ एनच्छंसितुमायातस्तवभर्त्तुःसखास्म्यहं ॥ ८४ ॥

જરૂર બે ત્રણ દિવસની અંદર તે તારા શોકનો નાશ કરશે. હું તારા પતિનો મિત્ર છું. તેથી આ વાત કહેવા માટેજ અહીં આવ્યો છું.

अत्रकार्योनसंदेहःशपामिशिवपादयोः ॥ तावत्वयाहृदिस्थाप्यंप्रकाश्यंनचकुत्रचित् ॥८५॥

આ બાબતમાં કાંઇપણ સંશય રાખવો નહિ. તેની સત્યતાને માટે હું શિવનાં ચરણ છબવાને પણ તૈયાર છું. આ વાત હમણાં તો મનમાંજ રાખવી. જ્યાં ત્યાં ઉઘાડી પાડવી નહિ.

लज्जानम्रमुखीकर्णेशशंसान्यत्प्रयोजनं ॥ इमंवृत्तांतमाख्यातुंत्वत्पित्रोःशोकतप्तयोः ॥८६॥

શરમને લીધે નીચા મુખવાળી સીમંતિનીના કાનમાં તેણે બીજુંજ કારણ બતાવ્યું કે શોકથી તપી રહેલ મનવાળાં તારાં માબાપને પણ આ ખબર આપવાની ગોઠવણ કરવા જાઉં છું.

इत्युक्त्वाश्वंसमारुह्यजगामचगृहंप्रति ॥ सापितद्वचनंश्रुत्वासुधाधाराशताधिकं ॥ ८७ ॥

એ પ્રમાણે કહી ચંદ્રાંગદ ઘોડાપર બેસી ઘર પ્રત્યે ગયો. અને સેંકડો અમૃતની ધારાઓ કરતાં પણ અધિક મીઠાશ આપે એવું તેનું વાક્ય સાંભળીને સીમંતિની પણ પોતાને ઘેર ગઇ. [અને વિચાર કરવા લાગી કે.]

एषएवपतिर्मेस्याद्ध्रुवंनान्योभविष्यति ॥ परलोकादिहायातःकथमेषःस्वरूपधृक् ॥ ८८ ॥

નિશ્ચે આજ મારો પતિ હશે. બીજો કોઇપણ નહિ હોય. પરંતુ તે પોતાના રૂપને ધારણ કરી અહીં કેવી રીતે આવેલ હશે!

मुनिपत्न्यायदुक्तंमेपरमापद्गतापिच ॥ व्रतमेतत्कुरुष्वेतितस्यत्राफलमद्यमे ॥ ८९ ॥

અથવા મુનિની સ્ત્રીએ મને કહ્યું હતું જે "ઘણાં સંકટોમાં હો તોપણ આ (સોમવારવ્રત) કરજે" તેનું ફળ શું! મને આજ મળશે.

नूनंतस्यावचःसत्यंकोविंद्यादीश्वरेहितं ॥ निमित्तानिच[illegible]नानिदिनेदिने ॥ ९० ॥

ખરે ખર! તેનું [મુનિ પત્નિનું] વચન સત્ય છે. ઇશ્વરી ચેષ્ટાને કોણ કળી શકે છે? અને હમણાં દિવસે દિવસે કલ્યાણ થવાનું હોય એવાં નિમિત્તો પણ દેખાતાં આવે છે.

प्रसन्नेपार्वतीनाथेकिमसाध्यंशरीरिणां ॥ इत्थंविमृश्यबहुधासापुनर्मुक्तसंशया ॥ ९१ ॥

વળી પાર્વતી પતિ શંકર પ્રસન્ન થાયછે, ત્યારે મનુષ્યને કયો પદાર્થ દુર્લભ રહે છે? (કોઇ નહિ). એમ ઘણોક વિચાર કરી અંતે તે સંદેહ વગરની થઇ. [અને ચંદ્રાંગદ પાછો આવ્યો ત્યારે તેને મળી.]

एवंचंद्रांगदःपत्नीमवाप्यसमयेशुभे ॥ ययौस्वनगरींभूयःश्वशुरेणानुमोदितः ॥ ९२ ॥

એ પ્રમાણે ચંદ્રાંગદ શુભ સમયમાં પોતાની સ્ત્રીને મળ્યો અને સસરાની આજ્ઞા લઇ તેની ખુશીથી પાછો પોતાના નગરમાં ગયો.

इंद्रसेनोपिनृपतीराज्येस्थाप्यस्वमात्मजं ॥ तपसाशिवमाराध्यलेभेसंयमिनांगतिं ॥ ९३ ॥

ઇંદ્રસેન રાજા પણ પોતાના પુત્રને રાજ્યપર બેસાડી પોતે તપવડે શિવની આરાધના કરી યોગીઓ જે ગતિને પામે છે તે ગતિને પામ્યો.

दशवर्ष सहस्राणिसीमंतिन्यास्वभार्यया ॥ सार्धंचंद्रांगदोराजाबुभुजेविषयान्बहून् ॥९४॥

प्रसूयतनयानष्टौकन्यामेकांवराननां ॥

ચંદ્રાંગદ રાજાએ પોતાની સ્ત્રી સીમંતિનીથી આઠ પુત્ર તથા સુંદર મુખવાળી એક ક-ન્યાને જન્મ આપતાં દશ હજાર વર્ષ સુધી ઘણાં સુખ ભોગવ્યાં.

પતિંસીમંतिनीलेभेपूजयंतीमहेश्वरं ॥ शिवलोकंततोगत्वाशिवेनसहमोदते ॥ ९५ ॥

આ પ્રમાણે સોમવારને દિવસ મહાદેવની પૂજા કરનારી સીમંતિનીને તેનો પતિ પ્રાપ્ત થ-યો. તથા અંતે તે જોડું શિવલોકમાં જઇ શિવની સમીપમાં આનંદ કરે છે.

विचित्रमिदमाख्यानंमयासमनवर्णितं ॥ यःपठेच्छृणुयाद्भक्त्यासयातिपरमांगतिं ॥ ९६॥

મેં કહેલ આ વિચિત્ર આખ્યાન જે ભકિતથી સાંભળે છે અથવા તેનો પાઠ કરે છે તે પરમ ગતિને પામે છે.

इतिश्रीस्कंदपुराणांतर्गतागुर्जरभाषोपेताचसोमवारव्रतकथासमाप्ता ॥

આ પ્રમાણે શ્રીસ્કંદ પુરાણમાં રહેલ અને ગુજરાતી ભાષાથી યુકત શ્રી સોમવારના વ્રત-ની કથા સમાપ્ત થઇ.

॥ समाप्ति मंगलम् ॥

भवार्णवेमाविभयेनविव्हलान् सुखेनसंतर्तुमलब्धसाधनान् ॥
नरान्समाश्वासयुतान्करोतिः करोतुभद्रंसशशांकशेखरः ॥

॥ इति गुर्जर भाषोपेता सोमवार व्रत कथा स० ॥